# हरीरस.

## ईश्वर बारोट कृत.




अमदावादमां

ધીકાંટે યુનિયન પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૬. સન ૧૮૯૦.

કિમ્મત ૨ આના.

## દોહરા—મંગળાચરણ.

વેદ શાસ્ત્રનું તત્વ છે, મોક્ષ ગયાનું દ્વાર;
આ હરિ રસ શ્રવણે ધરે, ઉતરશી ભવપાર. ૧
ગુણીજન જ્ઞાન વિચારથી, સબળ કરે જે સોધ;
સદગુરૂ કેરે આશરે, મળે જ્ઞાનનો બોધ. ૨
ઇશ્વર અવળી બુદ્ધિથી, વધ કરવાને કામ;
પીતાંબર ધર સંચર્યો, ત્યાંથી પ્રગટ્યું જ્ઞાન. ૩
જ્ઞાન પ્રગટ થવાથકી, ગદ ગદ કંઠે વાણ;
મારી માગી ઉચર્યો, તું મુજ ગુરૂ પ્રમાણ. ૪
ગુરૂ વિણ જ્ઞાન મળે નહી, જ્ઞાન દત ગુરૂદ્વાર;
ઇશ્વર ગુરૂ પ્રતાપથી, ઉતરીઓ ભવપાર. ૫

४५१४

# ॥ हरी रस ॥

## ईश्वर बारोट कृत.

### ॥ શ્રી ગણેશાયનમાઃ ॥

આદ્ય શક્તિ તુજને નમી ॥ પરથમ લાગુ પાય;
સુદ્ધ બુદ્ધ દયો મુજ સારદા ॥ કથુ હરિરસ મહિમાય. ॥૧॥

---

રેણકીછંદ—( દોહરાની ચાલને. )

લાગુ હું પેહેલો લળી, પીતાંબર ગુરૂ પાય;
ભેદ માહારસ ભાગવત, પામ્યો જેણુ કૃપાય. ૧
જડટજો મન મેળ ગળે, નીર્મળ થાયે દેહ;
ભાગ્ય હોય તો ભાગવત, શ્રવણે આણી સ્નેહ. ૨
ભક્તિ અવિચળ દે તુજ ભકત, ભાગ્ય પરાશ બ્રહ્મ;
મુજતણાં કર્મ મેટવા, કથીજ તુહારાં કર્મ. ૩
પીડ ધરણીધર પાલટી, હરિ હો ચેતનહાર;
તોરા હુ ચરીત્રંતણો, પંડ ન લંભુ પાર. ૪
દેવકશું ઉપમા દઊં, તેં સરજ્યાં સબકોઈ;
તુજ સરીખો તુંજ તુંજ, અવર ન દુજો કોઈ. ૫
તોરી પૂરત કેમ હું, કરીશકું ઇસ સમર્થ;
ચતુર્ભુજ તોરા ચરિત્રનો, નિગમ ન જાણે અર્થ. ૬
નારાયણ સંભારીએ, જાળ કારણ હરિ અજ;
જે દીન આ જગ છંડીઓ, તે દીન પુછું કજ. ૭

નારાયણુ ન વિસારીએ, નિત્ય પ્રીત લીજે નામ;
જો લભે મનસા જન્મતો, કીજે ઉત્તમ કામ. ૮
રામ તીરથ નામ ફળ, રામ સલંભે કામ;
એકો અક્ષર તત્ર ફળ, જીવ્હા જપો શ્રીરામ. ૯
ખ્યા ન ભાગે પાણીએ, તૃષા ન છીપે અન્ન;
મુકિત ન લભે હરિનામ વિણ, માનવ સાચે મન. ૧૦
રામ જપંતાં રાજરિદ્ધ, રામ ભણતાં રિદ્ધ;
રામ ભણતાં સર્વે સિદ્ધ, પામીએ નવ નિદ્ધ. ૧૧
એળે નારાયણુ તણું, જે જન નામ લયંત;
તેને જમડા પરહરી, કેસવ ચરણુ ધરંત. ૧૨
જબજાગે તબ રામજપ, સુતાં રામ સંભાર;
આતંમ ઉઠતાં બેસતાં, ચાલતાં એમ ચેતાવ. ૧૩
હૈયા મ છંડીશ હરિ ભકિત, રસ નામ છંદીશ રામ;
અંતરજામી આપણો, ઠાકોર સર્વે ઠામ. ૧૪
રહે વિલંભી રામરસ, અન્ય રસ ગુણ અન્નપ;
પીધો મહારસ આતમા, એ તીરથ એ તપ. ૧૫
રામ સરોવર રામરસ, રામ પિતા કુટબંધ;
જે જન રામ ન સંભરે, તે જન અંધ નિરંધ. ૧૬
આ ભવ છૂટા માણસાં, ભેદ રીઝાવણુહાર;
અધરણીધર ઓળગ ધરૂ, એસે તું આધાર. ૧૭
હરિહરિ કરતાં હરખ કર, આળસમાં કર અજાણુ;
જળથી કાયા ઉપની, પવન વળુધો પ્રાણુ. ૧૮
રામ જપંતો રહે રૂદય, આળસમાં કર અજાણુ;
જો તું ગુણ જાણે નહીં, તો પુછે વેદપુરાણુ. ૧૯

## છંદ જોતકી. [ ચોપાઇનીચાલનો. ]

રિદ્ધ સિદ્ધ દેયણ કોહીલા રાણી, બાળા બીજ મંત્ર બ્રહ્માણી;
વપણ અનાહદ દે વ્રજવાણી, આપ કીર્તી એમ સ.રંગપ્રાણી. ૧
ઋષભ કપિલ હય ગ્રીવ વીસંભર, દતાત્રી હરિ હંસ દામોદર;
રાવૈકુંઠ ધનંતર રીષભ, ગરૂડા રૂઢ પ્રથમ પ્રશ્નિગર્ભ. ૨
મચ્છ કુરગ વારાહ મહા મોહન, નારસિંહ વામન નારાયણ;
દજ્યરામ રઘુરામ દામોદર, કૃષ્ણ બુદ્ધ કલંકી કુરૂણાકર. ૩
બળી અવતાર તુજ બળી બંધન, ભક્તતણાં હરીયાં દુઃખ ભંજન;
સ્તવે જે હરી અવતાર તુંહારા, સાધક નર છુટે સંસારા. ૪
સતવંતાં ચરીત્ર તુહારાં, ચૈતન પૂનર્પી નહીં જન્મ મરણ;
અકળ અજન્મ અલખ અલીકમ, કર્મ છુટીએ તુજ કથંતા. ૫
મહારાં કર્મ છુટવા માધવ, કર્મ કથીશ તુહારાં કેશવ;
નામ તુહારૂં હે ધન નામી, શ્વાસ ઉશ્વાસ સંભારીશ સ્વામી. ૬
આઠે પોહોર અનંત હુલાવીશ, રાત દીવસ હરિ રૂદયે રહાવીશ;
માંડીસ પુજા તુજ મણીમય, સઘ્રજો શરીર કરીશ હું સુકૃત. ૭
ગલકી શલ્યા શલ્લ ગોમતી, માંડી વેદોતક સંગમ મૂરતી.
શાળીંગરામ સદાલ્રગી સેવીશ, અગ્ર ધુપ ચંદન ઉવેખીશ. ૮
અનંત વાર આરતી ઉતારીશ, સોળ પ્રકાર પૂજા સંભારીશ;
ભાવ ભક્તિ કરતો જુગ ભાવન, પતીત શરીર કરીશ એમ પાવન. ૯
ચરણ પવિત્ર કરીશ ચતુર્ભુજ. ત્રીગુણનાથ નમી આગળ તુજ;
ઈંદ્રી પવીત્ર કરૂં અપરમ, દમી તુજ જ્ઞાન દઇ તાં દમ. ૧૦
ઊદર પવિત્ર કરૂં અપરમપાર; ચરણોદક તું ધરી ચક્રધર;
પાવન રૂદય કરીશ પુરૂષોત્તમ, સંચીશ નામ તુજ શ્રીરંગમ. ૧૧
મન એમ પવિત્ર કરૂં હરિ મોરો, ભિત્રકમ નામ ધરી ધન તોરો;

કર એમ પવિત્ર કરૂં સાધનકર, જોડી આગળ તુજ જગતધર.
ખભા પવિત્ર કરૂં એણીપેર, અંકદેવારી શંખ ચક્ર ઉપર;
સ્કંધ એમ પવિત્ર કરીશ મહાપ્રભુ, નમીતુજ ચરણુ દશગો કરનભ. ૧૩
કંઠ એમ પવિત્ર કરૂં કુરૂણાકર, ગાઈ ચરીત્ર તું ગોપીવર;
મુખએમ પવિત્ર કરૂં કંશમર્દન, ભખી પ્રસાદભક્ત દુઃખ ભંજન. ૧૪
રસના નિશપાપ કરીશ એમ રાઘવ, ભણી તુજ ગુણ તારણ દધિભવ;
દશણ પવિત્ર કરૂં દામોદર, આવશય હાશ કરી ગીરીયોધર. ૧૫
અધર પવિત્ર કરીશ પરાયણ, મરકી તુજ દૈત મદ મારણ;
નાશીકા પવિત્ર કરૂં નિર્મળ, પ્રભુનું ઘુંટી ચરણ પ્રેમલ. ૧૬
નયન પવિત્ર કરૂં નારાયણ, પેખી રૂપ તુજ ભક્ત પરાયણ;
ભ્રગુટી પવિત્ર કરૂં લક્ષ્મિવર, ધરૂં ગોપીચંદન ધરણીધર. ૧૭
શ્રવણ પવિત્ર કરીશ એમ સ્વામી, નીજ તુમ કથા શુણી બહુનામી;
મુસ્તક પવિત્ર કરૂં મધૂસુદન, વંદી ચરણ તુજ જગવંદન. ૧૮
ત્વચા પવિત્ર કરૂં દશરથ તન, સરસ લેપ કરી હરિચંદન;
કાયા નિષ્પાપ કરીશ એમ કેશવ, દંડવત કરી તુજ દૈતાદવ. ૧૯
વેણુ પવિત્ર કરૂં લક્ષ્મિવર, મુસ્તક ચડાવી તુળસી મંજર;
રોમ રોમ હરિનામ રહાવીશ, એમ કરતાં હરિચરણે આવીશ. ૨૦
મનસા વાચા કર્મણા માંહી, નરો હરિતુજવિણ રાખીશ નાંહી;
વિષય સંસાર તણા વિસારીશ, શ્રીપતિ ગુણ તોરાસંભારીશ. ૨૧
મેં મારી કર્મ ઈંદ્રીશું માધા, બગી ઉધારણ વિશે તું બાધા,
નામ નાવે ચઢીઓ જગતૃપ, રખે હવે ડોલે રાવણ રિપુ. ૨૨
કરો કૃપા તો સેવા કીજે, લીવરાવો તો નામજ લીજે;
પક્ષ રાજકો શરણુજ પામે, ભકત વચ્છળ પડીઓ જુગ ભામે. ૨૩
ઘણા દિવસ વખુટો ઘણુનામી, તમ સાથ કમાણો ત્રિભોવન સ્વામી;
ભમતો રાખ્ય હવે જુગ ભાવન, પ્રેમ ભક્તિ દે ત્રીભુવન પાવન. ૨૪

કૃષ્ણ રાખ્ય હવે હું તું કરંતો, ધરણિધર મન મમતા ધરંતો;
તુજવિષે મતિ દે દુતારણ, કુપ સંસાર કાઢય સર્વ કારણ. ૨૫

## રેણકીછંદ—( દોહરાની ચાલનો. )

વણ અપરાધે વિટંબતો, રહે રહે ત્રિભુવનરાય;
કહી શાસ્ત્ર કુડાં કૃષ્ણ, કરે કર્મ કુંડાય. ૧
એહ પટંતર દાખીએ, ભકતવચ્છસા બ્રહ્મ;
કીધા એમ કેતા કીઆ, ધર્યા હરી આપ ધરમ. ૨
તારી ઇચ્છાએ કરી, જઇએ આધે જન્મ;
જે તે હુતાં અમતણાં, કેશવ જેસાં કર્મ. ૩
જેછે તે તુંથી થયો, તું કરતા ત્રીકમ;
આપોયે અળગો રહે, કંઈક ભળાવે કર્મ. ૪
આદયે તુંહીંજથી ઉપન્યા, જગજીવનસેં જીવ;
ઊંચ નીચ અવતરણ, દેકાં વંશ દૈવ. ૫
આપેયે હુતા અનંત, આપ્યો તેં અવતાર;
પાપ ધર્મને પાળવા, લાવ્યો જીવાલહાર. ૬
અખીલ તુંહીં જે કો અવતાર, બહુનામી બુજવ;
લક્ષ્મિવર લખ્યો નહીં, સમોવડ પ્રાણી સર્વ. ૭
આદે તણો જોતાં એ અર્થ, ભાસે મુજને ભ્રમ;
પેહેલાં તે જીવ પરઠીઆ, કીયાં તે પેહેલાં કર્મ. ૮
કર્મ અકર્મ ઉપાય કરી, જગવીઆ તેં જીવ;
જગપતી કો જાણે નહીં, ગતતોરી હય ગીવ. ૯
ખાણ ચાર ખોયણ ધરા, જણ જણ જાયા જંત;
કીધાં કર્મ પાખે કૃષ્ણ, ઉત્તમ મધ્યમ અનંત. ૧૦
કીધા કોણ પાખે કૃષ્ણ, વડા સરીખો વાદ;

આધને કાંઈ અનંતને, અનંત કર્મને આધ. ૧૧
કર્મગત પુછું તું કને, ગોવિંદ હું ગેમાર;
ખાડે વસંતી દેડકી, સમુદ્ર લેવા પાર. ૧૨
વૈદક તણી વંશાવળી, સૌજન પૂછે કામ;
મહારોગ જન્મ મરણ, નિગમ લેતા નામ. ૧૩
દેહ ઘણુામાં જળદણી, રગીઓ પેખી રૂપ;
માધવ મુક્તિ પમાડતું, સેવું તારૂં સ્વરૂપ. ૧૪
અજામેળ જમ દળદળયો, વછુટો વસમી વાર;
કીધા નારાયણ કહી, પૂત્ર શબ્દ પોકાર; ૧૫
કીધા નારાયણ કહે, શીવ શીવ જહાં હે ચેત;
આતમ પીખ અસર હોયપેં, અમર કરે અમરત. ૧૬
નંદે સાદ કેમ નારાયણ, સાદલીએ જો સંત;
ઉત્તમ નામ હુલાવતાં, ધેન કાન ધરંત. ૧૭
આળે નામ અનંતરો, પ્રલે પાપ પ્રચંડ;
જવતળ જેટલો જાળંધર, ખોયણ દેવન ખંડ. ૧૮
કથા એમ ઈશ્વર કહે, કોણ જાયો કીરતાર;
બ્રહ્મા રૂદ્ર વિચારતા, ન જાણે નીરાકાર. ૧૯

---

## છંદ મોતીદામની ચાલ.

બ્રહ્મ રૂદ્ર નજાણે હે બ્રહ્મ, નજાણે તું હારો પાર નીગમ;
તુહારો એ પાર નજાણે પ્રલએ, કુરાન પુરાણ ન જાણે કાયે. ૧
અધક્ષ અક્ષર કોટી અવેવ, દીનકર શશી નવ જાણે દેવ;
ત્રણ ગુણ તુજ ન જાણે તંત, આયોષી શબ્દ નજાણે અંત. ૨
વડા મુની તુજ લહે ન વિચાર, પુરંદર તુજ ન પામે પાર;
ભલા મુની તુજ ન બુઝે ભેદ, વિચિત્ર તુંને ન જાણે વેદ. ૩

દામોદર તુંહીં દશે દિગપાળ, કહેતાં તુજ પાર ન જાણે કાળ;
અમાપ તુ પાર અગમ અલેખ, લક્ષ્મિ તુજ પાર ન જાણે લેશ.૪
મહાતંત તુ ન લહે મહિમાય, કીધો તુજ કોણુ આવ્યો તું કાય;
અનિલીનીલ કરંતો આદેશ, આદેશ આદેશ આદેશ આદેશ. ૫
અનંખન શંખન ધંખન ધીશ, શ્વાસ નિવાસ આસન ઇશ;
નીરાળ નીતાળ નિષ્કાળ નરેશ, આદેશ આદેશ આદેશ આદેશ. ૬
અલાહ અબાહ અગાહ અજીત, અમાત અતાત અજાત અતીત;
અક્રેમ અપ્રીત અનંત અનેશ, આદેશ આદેશ આદેશ આદેશ. ૭
ક્રીપા ગોપાળ ભુપાળ છત્રાળ, કૃષ્ણ વડીલ સીધાલ મરાળ;
ભૂજાળ ભૂપાળ મુનેશ આદેશ, આદેશ આદેશ આદેશ આદેશ. ૮
અગમ અપાર અપ્રમ અનુપ; અંસોહ વદન મહન સ્વરૂપ;
વૈરાગ નરાગ નહી વપુવેશ, આદેશ આદેશ આદેશ આદેશ. ૯
કથેસુર નામ તેત્રીશ કરોડ, જપે નરનાર દોનું કરજોડ;
ગાય મુખ નિત્ય શક્તિ ગણેસ, આદેશ આદેશ આદેશ આદેશ.૧૦
ખાણુ ચાર ને વાણુ પણુ ચાર, બકે મુખ વેદ શાસ્ત્ર વિચાર;
હાર વીછંદ સુનામ ધરેશ, આદેશ, આદેશ, આદેશ, આદેશ. ૧૧
સર્વે કુળ મેરૂને સાત સમુદ્ર, ઉચરે તુંહીં નામ હરનીશ ઈંદ્ર;
મુખા નવ મેહેલે બંભ મહેશુ, આદેશ આદેશ આદેશ આદેશ. ૧૨
ક્ષત્રી દ્વીજ વંશ કીધી શસ્ત્ર ખોજ, હુંતોજ હુંતોજ હુંતોજ હુંતોજ;
અનંત પરાક્રમ તુજ અનંત, નહીં તુંહી આદ્ય નહીં તુંહી અંત.૧૩
નહી તુંહી રૂપ નહીં તુંહી રેપ, નહીં તુંહી વપુ નહી તુંહી વેપ;
નહીં તુંહીવાસ નહી તુંહીવન, નહીં તુહી પાપ નહીં તુંહી પુન્ય. ૧૪
નહીં તુંહીશ્રમ નહીં તુંહી શ્વાસ, નહીં તુંહીમીન નહીં તુંહી માસ;
નહીં તુંહી ખોટ નહીં તુંહી વૃદ્ધ, નહીં તુહીસારનહી તુંહી સુદ્ધ. ૧૫
નહીં તુંહી ડોર નહીં તુંહી દામ, નહીં તુંહી નીચ નહીં તુંહી નામ;

નહીં તુંહી મુળ નહીં તુંહી મંત્ર, નહીં તુંહીકાળનહીં તુંહી અંત.૧૬
નહીં તુંહી તેજ નહીં તુંહી તંત, નહીં તુંહીં સાધુ નહીં તુંહી સંત;
નહીં તુંહી માય નહીંતુહીબાપ, ઉપન્યો આપેતું આપોજ આપ. ૧૭
મન ઇચ્છા બીજ ચલાવણુ મુળ, ગોચર વેસર સુક્ષ્મ સ્થુળ;
વૈરાટ સમાનનિપાયો તેં વૃક્ષ, દોતું ફળ તેણુ કીઆં સુખ દુખ. ૧૮
નીપાઇ તેં રૂપ અભે નરનાર, ખાખચાર અને વાણુ પણુ સાર;
કીઆએક પાપ કીઆએક પુન્ય, કીયાએક જીવ કીયા એક કર્મ. ૧૯
સજે તુહીં આપ ત્રિવિધ સંસાર, જરા મર્ણુ આપે તું આપેજહાર;
ઘડે સહુ આપ ઈચ્છા એથી ઘાટ, બ્રહ્મા સહીત કીયો વઈરાટ. ૨૦
કેતી તેં વાર બ્રહ્માને કીધ, લીલા અવતાર કેતાં તે લીધ;
વિશ્વ નીપાયો કેતી તેં વાર, બ્રહ્માને હથ્ય દીયો વેહેપાર. ૨૧
આપની ઈચ્છાએ આપ અલખ, લીઆ અવતાર ચોરાશીલખ;
હુવો દીગમુઢજ બ્રહ્માદેખ, અજંપા દાખવે રૂપ અલખ. ૨૨
સનાતન શાને તું ભુલવે સંત, ચેતાવે તું બ્રહ્માને હથ્ય ચરિત્ર,
મયા સઉ સમેટી બાળમૂકૂંદ, સુતો વડ પાંદડ મંધ્ય સમુદ્ર. ૨૩
ઉપન્યા દાનવ બેઉ અજીત, ભએ કરી દેવ હુવા ભયભીત;
પરે તુંવે આવી પરઠ પરમ, ઉગાર વચન કહે સુર એમ. ૨૪
પરમેશ્વર સાંભળી દેવ પોકાર, વઢવાને સજ હુવો તેણીવાર;
બેઉશું લીધી હે કણુબાથ, નરોહરમાંહીં કીયો જુદ્ધનાથ. ૨૫
બધે મધુકૈટ ભૂજા બળઘુદ્ધ, જીત્યો તુહી દાનવ બેહુ જુદ્ધ;
દૈતાની આગળે દેવ દાતાર, વછોડીઆ દેવ કેતી તેં વાર. ૨૬
કરાવવા દેવ વડાં કંઈ કામ, પેસી જળમાંહી મહાજળ રામ;
મહાગઢ પેસી મહાજળમાંજ, કેતા જુદ્ધ કીધા તેં પૃથ્વીકાજ. ૨૭
પૃથ્વી સઉ જાતીહુતી પાતાળ, દાઢા વચ રાખી તેં દીનદયાળ,
રાખી તે વાર કેતીધરા રામ, છેદયો હરણાક્ષ વિષે સંગ્રામ. ૨૮

આકૂશીવાર કેતી તું આવડ, દેવાંશી તપત અમૃત પાવ;
વીદારીઓ વારાહ કેતી તેં વાર, શોધી દધી દૈત કીધો સંહાર. ૨૯
કેતા તેવાર વિશે કલ્પ અંત, બાંધ્યો તેં સાગર હે બળવંત,
હલાવીઓ વાર કેતી હેમલ્લ, મથ્યો મેહેરાણુ તેં એકલ મલ્લ. ૩૦
કેતી તેં વાર જીત્યો કરશન, રાવણુ રોળ્યો ચૌદ રતન;
મથ્યો મેહેરાણુ કેતી તે વાર, સુરા લઈ દીનો તેં અમૃતસાર. ૩૧
દળ્યો તે વાર કેતી દસ્કંદ, બાંધ્યો દધી દેવ છોડાવણુ બંધ;
દળ્યા તેં વાર કેતી એક દઈત. ઇંદ્રપુરી દીધી શક્ર અજીત. ૩૨
હણ્યો નખ વાર કેતી હરણ્યાક્ષ, ભવાની ભેરવ દીનો તેં ભક્ષ;
પડયો પણુ તોરી કેતી પ્રહલાદ, કીંઓ સુખ સેવક સારણુ કાજ. ૩૩
બાંધ્યો તેં વાર કેતી બળીરાજ, વગોવીઆ દાનવ આણીઆવાજ;
જીત્યા તેં વાર કેતી બળી યજ્ઞ, જુગો જુગ કીધા તેં કેતા જગ્ન. ૩૪
ભેદયો તેં વાર કેતી ભુગોળ, કરંતી આણી તે ગંગ કલોલ;
દેવોને વાર કેતી સુખ કીધ, ક્ષત્રીવંશ વાર કેતા જન્મ લીધ. ૩૫
ક્ષત્રી વીખવાદ કેતા તતખેશ, રેણા લઈ દીની તેં વિપ્ર નરેશ;
લીઓ તેં વાર કેતી ગઢ લંક, સરીખા કુંભ મનાવ્યા અશંખ. ૩૬
વિષે વ્રજ મોહ પમાડી તેં નાર, ધરી ગિરીવર કેતા નીરધાર;
કેતા ફેર વન વજાડીઓ વંશ, આણ્યો તેં કાળ કેશી હરિકંશ. ૩૭
અનંત તુહીજ તણા અવતાર, બ્રહ્મા અને રૂદ્ર લહે ન વિચાર;
નમો અતળીબળ તાત અનંગ, નમો નરસિંહ નમો નવલંગ. ૩૮
નમો પ્રતિ સૂરજ કોટી પ્રકાશ, નમો વનમાળી તું લીલવિલાસ;
નમો લક્ષ કંદર્પ કોટીલા વંન, નમો હરી શ્વાસ અનુપ વદન. ૩૯
વદન અલીખત નેત્ર વિશાળ, મુગટ કીરિટ અખે ગળે માળ;
વસ્ત્ર સપેત દેહી ધનવાન, કીરિટ શોહે સૂભ કુંડળ કાન. ૪૦
અભેકર દોઊ આયુધ અશંખ, સારંગ, પદમ, ગદા, ચક્ર, શંખ;

નમો પંચવર્ણું પવિત્ર સપેત, સુશામ સૂશીલ સુરંગતે પ્રીત. ૪૧
નમો હંસ શંભુ શેવા અતી શુભ, દ્વાદશ આગળ ગાત્ર દુપ્રભ;
જાદવ પ્રમોદ પામ્યા પ્રભુ જગ, પદમ પાતાળ અલેખત પગ. ૪૨
તું ચર્ણની રેણું ધરે સુર પ્રેમ, ધાય પુજ પાદ અહનીશ ધર્મ;
પુજે પદ પંકજ કોમળ પાની, ઉદક ચડાવે ગંગાજળ આણી. ૪૩
પખાળે તીરથ અડસટ પગ, ઇંદ્રાદીક દેવ કરે તું ઓળગ;
તળાંસે ચરણુ નવનીધ તમ, મોટા સીદ્ધ સાધક જાણે તું મર્મ. ૪૪
તુજ મહિમા જાણે બ્રહ્મા મહેશ, સદા પગ આગળ લોટે શેશ;
પગાં તળે વસે શેપ પ્રયાગ, વસે પગ આગળ જ્ઞાન વૈરાગ. ૪૫
પીયે પગરસ બ્રહ્મા કેરા પુત, અંમૃત સુગંધ છુટે અવધુત;
પીયે રસ વિમળ વેદ પુરાણુ, અલ્રીઅલ્રનાથ લીએ વાવરાણુ. ૪૬
રમે પગ વચ મધુકર રખ, સેવે પગ નાગ સરીખા તખ;
લક્ષ્મિ તમ પાય ધરે ઉર લહે, રીદ્ધ સીદ્ધ પગ તળાસે બેહે. ૪૭
સેવે પગ દાસ ગૌતમ નારદ, સેવે પગ કગ કપીળ વીહગ;
સેવે પગ જનક સનક સુર, ઓધવ અંગદ જેસા અકરૂર. ૪૮
વંદે પગ કોટી છપન જાદવ, વંદે સુખદેવ જેસા વૈષ્ણવ;
વંદે તમ પગ પરમ પવિત્ર, ગાયત્રી ગૌરી સાવિત્રીને સીત. ૪૯
જહારે તું પગ જેસા જયદેવ, સેવક અનેક કરે પગ સેવ;
સેવે પગ ચારણુ ગાંધર્વ સીદ્ધ, વંદે પગ રાજ્ઞ જેસા શીવ સીદ્ધ. ૫૦
વડા જોગીંદ્ર વસે પગ પાસ, તું કોમળ પગ ન મુંકું કદાસ;
પ્રેમળ સાદ ન કોમળ પગ, પરમ નિધાન નિવારણુ નર્ક.
એસા પગ તુજ તણાજ ઉદ્ધાર, સેવંતામાં તાપ ટળે સંસાર;
માં ડેલ માં ડેલ પગાંથી તું મુજ, ત્રીકમનાથ અનાથ હે તુજ. ૫૨
અહલ્યા રૂપ દીનો જેણે અંગ, શરીર કુબ્જા કીનો તેં સંગ;
દીનો નળ કુબડ ઉત્તમ દેહ, ન ભાગીઓ નાગણી નાગ સ્નેહ. ૫૩

ગોવાળા સાથ ચારી વ્રજ ગાય, મહાગઢ કેદ છોડાવીઆ માય;
નીરભે તેં કીધી અભીમન્યુ નારી, છોડાવી ગોપી નરકાસુર મારી. ૫૪
ઉગારી તેં નાર તણી જે દેવ, ગ્રહી ચક્ર પત રાખી ગંગેવ;
વછોડીઓ રૂદ્ર કપાળા બ્રહ્મ, કીઓ સુખદેવ અતીત કરમ. ૫૫
સુગ્રીવ તણું દુઃખ ભાગીઉં સદ્ય, મુકાવીઆ રાજ જરાસિધ વધ;
બિભીષણ લંકાની પાટ બેસાર્યો, આણીધરે સીત કલંક ઉતાર્યો;
ઉવારીઓ શાપ આગે અમરીખ, સેવક કીયા સઉ આપ સરીખ;
ગ્રહે ગ્રહે તું મેહેલાવણ મત, સનાતન પાવન કેવળ સંત. ૫૭
તું ભગતં ભુધર ભાજણ ભીડ, ટાળો તમે દાસ તણી સર્વ પીડ;
ગુણ ત્રણ ત્રિવિધી તાપ વીકાર, ચતુર્ભુજ ચૈતન આતમસાર. ૫૮
બળભદ્ર બાધક ગોકુળ બાળ, ક્ષમાવંત સાધુને કરો દયાળ;
સ્તવે જે નામ અહનીશ તમ, જરા તીહાં કાળને વ્યાપે જમ. ૫૯
ભજે તુજ નામ તે છુટે બ્રહ્મ, કથંતાં તું નામ છુટે કર્મ;
જપે જેહિ નામ જગત જેહ, સંસાર તેને નવ ખાએ સેહ. ૬૦
મુકંદા જે આવશે તુજ મુખ, સંસાર સમુદ્ર તરે તે સુખ;
મોરારિ જેને આવિશ તું મન, દાઝે નહીં તેહી સંસાર દહન. ૬૧
સદા જે નામ લીએ શ્રીરંગ, ભખે નહીં તેને સંસાર ભોયંગ;
જપે ન તું નામ પડે ભવ કુપ, રાતાંમર હોય જેનાં બહુ રૂપ. ૬૨
ભણુંતા ન નામ જે કો ભગવાન, જાયે ખળ તેહ તણાંજ બેમાન;
ભજે જેહી નામ તણાં ભગવાન, મળીજાય તેહ તણેજ વૈમાન. ૬૩
અખંતાં નામ બળે દુઃખ ઓઘ, ઉપજે આનંદ સુખ અમોઘ;
ન મુકું હું તુજ તણું હવે નામ, વિસ્ણું ભગત તણા વિશરામ. ૬૪
પ્રેમ નિવાસણ વિનાસણ પાપ, જોગેશ્વર ભુધર અજંપા જાપ;
અજંપા વાસતણો તું ઇશ, અજંપા તોરે સરવ આધીશ. ૬૫
દાતાર મુક્તિ દેયંકર દેવ, સા લોક સ્વરૂપ સા જોગ અવેવ;

સદા તુજ આનંદ નામ અછેહ, રઘુપતિ અમૃતરસ અનેહ. ૬૬
ભગત આધીન મુક્તિ દાતાર, અગોચર વેદ બ્રહ્મ આચાર;
નીરંજન સીદ્ધ પરમ નીર્વાણ, કૃષ્ણ મહાધન વરણ કલ્યાણ. ૬૭
સર્વે ગુણરૂપ અતીત સંસાર, વિભોગ અજીત પરમ વિચાર;
ધરમ કરમ પરમ નીધાન, મહારસ સદન કેવળરામ. ૬૮
અથાહ કળા વીધનાથ ઉદાસ, નીરંજન ભુત સરવ નિવાસ;
પ્રધાન અતીત પુરૂષ પુરાણ, અખંડ વિજ્ઞાન પરમ એધાણ. ૬૯
પૃથ્વી સહકરણ કારણ પ્રભ, સહી જગતીત વ્યાપીત સર્વભ;
ઉત્તપ્રી ખપતી પ્રૃકૃતી સંગ, રાજીતૃ વિલસીત નદી તુરંગ. ૭૦
કૃષ્ણ વીધાતા તું શીવ કરંત, પિતા મહાશંકર બ્રહ્મા પુત;
શ્રીરંગ અનંત કરંતા ન શ્રમ, ભગત દયાળ દઈતા બ્રહ્મ. ૭૧
સ્થાપણ શક્ર પ્રકારણ સર્વે, ગોપાળા દઇત ઉતારણ ગર્વ;
અનાથાનાથ અનંત અછેહ, દયાળ મુરતિ વિવર્જિત દેહ. ૭૨
વિના વપુ રૂપ અતીત અવતાર, અમુલ્ય વૃક્ષ તું વિશ્વ આધાર;
પ્રગટ પ્રસન્ન પુરૂષ પ્રધાન, ગર્ભ વેદાન્ત જગત ગનાન. ૭૩
પરમેશ્વર પ્રાણ પુરૂષ પ્રત્યક્ષ, અગોચર એક અનેક અલખ;
ઓ સત તપો નિધિ ત્રિગુણઈશ, અજીતરાજ મૃત્યુ જોગ અધીશ. ૭૪
પ્રકાશ નિવાસન વીભોગનાન, રતી પતિ તાતં પ્રકૃત૦ રાજન;
ગોવિંદ ભગત નીવારણ ગર્વે, પરમ અમ્રત પદભેદ પ્રભ. ૭૫
સદા ઉનમદ જોગીંદ્રજ સીદ્ધ, વિઆધીન ખોટન બાળન વૃદ્ધ;
મનેશ મહેશ સદાજન મંજ, પ્રસિદ્ધ મહાબળ તેજ અપુજ્ય. ૭૬
અકંપ ઈનનખ કોટી અરક, સ્થાપણ સરજણમાંજ કુશળ;
એ કુક્ષણ માંહી ભાંજવડે અભ, નીપાવે એ કુક્ષણ માંહી તું પ્રભ. ૭૭
ઉથાપે તું થાપે બ્રહ્મા અને ઈંદ્રિ, ચતુર્ભુજ ભાંજે ઘડે રવિચંદ્ર;
ભૂવન ત્રણ નરદેવ ભુયંગ, પરમેશ્વર તારા કીટ પતંગ. ૭૮

પામે કો તું હારો ન પાર પ્રચંડ, વસે રોમ રોમ વિષે તું બ્રહ્માંડ;
પૃથ્વી અપવાયુને તેજ પ્રકાશ, નહીં તુંજ તેથીન તેથી નિવાસ. ૭૯
નીરંજન નાથ નમો નકલંક, કલંકી ટાળણ સાધુ કલંક;
નમો બહુ નામી તું માધવ બુદ્ધ, સેવક સુધારણ સર્વદા સુદ્ધ. ૮૦
નમો સર્વકારણ તારણ નામ, ઉવારણ ગોકુળ ઇંદ્રનું ઠામ;
નમો જુઠ વંદન જીવન જદ, મહા વિખ નાગ ઉતારણ મદ. ૮૧
નમો મોરમદ મરમ મલ્લ, કંકાસુર કાળ સંખાસુર શલ્લ;
નમોહે સાહેર બાંધણ પાજ, નમો રઢ રાવણ રોળણ રાજ. ૮૨
નમો કુંભેણ તણા ભુજકાળ, નમો બળ રાક્ષસ રોળણ બાળ;
નમોકતી અંતતણા દશસ્કંધ, બોધ્યો દધિ દેવ છોડાવણ બંધ. ૮૩
નમો કંસ કેસી નીકંદન કહાન, રૂક્ષ્મણી પ્રાણ પુરૂષ રતન;
નમો હરિહંસ સરોવર પ્રેમ, નીરંજન, ગોકુળનાથ નગિમ. ૮૪
ભજે મુમુક્ષણ ગોપ્ય ભરથાર, કૃષ્ણ વંદ્રાવન લીલવિહાર;
નમો બ્રહ્મ કેવળ રાખણ વ્રજ, નમો અચ્યુંતાનંદ ગોવિંદઅજ. ૮૫
નમો સપ્ત સાગર શાહી તું રોષ, નમો વ્રજપાળ નમો નટવેશ;
નમો ગોવિંદ નમો ગોપાળ, નમો ગિરધારિ તું નંદ ગોવાળ. ૮૬
નમો બળદેવ નમો વ્રજપાળ, નમો દુઃખભંજન દીનધયાળ;
નમો અવીગત ભગત અછેહ, નમો શત્રુઘન ભરથ સ્નેહ. ૮૭
નમોહે વ્રશભ તુ સાહેર ધજ, ગુણ હયતીત લક્ષ્મણ અ્રજ;
નમો રવી વંશતણા રઘુરામ, વધોશણ લંક વિડારણ રામ. ૮૮
નમો દજ્યરામ દામોદર દેવ નમો ગુરૂ દ્રોણ કરણ ગંગેવ;
નમો વિપ્ર વામન દીર્ઘતુંવેષ, ભીખંગ પુરંદર વંજણભેખ. ૮૯
નમો નરસિંઘ લક્ષ્મિનાહ, વિશંભર વીઠલ આધ વારાહ;
નમો મચ્છ માધવ કચ્છ કુરંભ, પતી પ્રીયેવ્રત વરાગ પરંભ. ૯૦

નમો ગુરૂ નારદ બ્રહ્મ ગનાન; નારાયણ જોગી જોગનિધાન;
નમો બુદ્ધ શંકર ભાજણ શૂળ, મુકંદ મોરારી માહા તપમૂળ. ૯૧
નમો નિત્ય સ્નેહ અમૃત વિખ્યાત, ત્રિવિધ અતિતપાળે ગુણુતાત;
નમો ગુરૂ આદ્યે પ્રશ્રી પ્રભગર્ભ, રાઘવ કેશવ કપીલ રોશભ. ૯૨
નમો હરગ્રીવ નીગમ વિખ્યાત, વડા કવિ હરનીશ બ્રહ્મ પ્રખ્યાત;
નમો પ્રથુરાજ તું આદ્ય પુરૂપ, નમો વરલક્ષ્મિ પરમ પુરૂપ. ૯૩
નમો ગુરૂજ્ઞાન દતાત્રી ગોરખ, નમો અવધુત ઊદ્ધાર અલખ.
છે અવછેદ સત્વગુણ શેપ, નવેકુળ નાગ પાતાળ નરેશ. ૯૪
નમો વિજ્ઞાન ગગાન રીષભ, થંભી જેણે આમ પૃથ્વી પણ થંભ;
નમો હરીરસ નમોહરી હંસા, નમોહરી કાહન નમોહરી કચ્છ. ૯૫
નમો હરિદેવ નમો હરિરામ, નમો હરિરશ નમો હરિનામ;
નમો અવીગત્ય નમો અકળેશ, નમો અપરમ નમો સર્વ ઈશ. ૯૬
નમો નીરલેપ નમો નીરાકર, નમો નીરદોષ નમો નીરાધાર;
નમો તુજરૂપ લીલા ઘનશામ; નમો અવતાર નમો તું શ્રીરામ. ૯૭
નમો જ્ઞાનમ નમો તું સાકાર, નમો તુજ લીલા નમો અવતાર;
નમો શ્રીરંગ નમો તુજ નામ, ન જાણું હે નાથ હું હારા હું કામ.૯૮
વિભુતી ન જાણે તોરી કરતુત, બુજે કોણ નાથ તુંહારી એ ગત;
કરંતા જે કાલાવાલા કીરતન, ચતુર્ભુજ રૂડેરૂ ભાને તું ચીત્ત. ૯૯
પીયંપે ઈશ્વિર જોડી પાણ, ક્રીપાળું કરો હવે મુજ કલ્યાણ;
પુરણ પ્રભુ વેચાણા દાસ, જગતપતિ તુંહી સર્વ નિવાસ. ૧૦૦
જગતમાં જાતી ભાતી જાણ્ય, પ્રસન્ન થએથી દીઠો મેં પાણ્ય;
દીઠો મેં સતમાંહી અવદાખ્ય, ભાવસહીત સૌ ઠામ સુભાખ્ય. ૧૦૧
દીઠો મેં ઠામજ ઠામજ ક્રોડ, છતો થયો માધવા તું ઘુંઘટછોડ;
દીઠો મેં તુજ તણો દેદાર, સંસાર બહાર માંહી સંસાર. ૧૦૨
આંખે તે જાગી હવે સામુ જોય, જેહેમાં તુંહારૂં એ નૂર જણાય;

જાણ્યો હવે ઓઝલ છોડજીવન, બેઠો તુહી શાખા ડાળપાવન. ૧૦૩
અજાણ્યા આગળેશાંત અજાણ, જાણીતા આગળ ના સમરાણ;
વિશંભર સર્વે તુંહારી સેવ, નહીં તુંથી ઠામ સદા ક્ષણ ભેવ. ૧૦૪
લગાવો ગળે હવે અંતરલાધ, વધો હવે જાઊં નહીં તમ વાધ;
ઠગારો ઠાકોર હે કરણ થાય, પડદો નાંખ હવે પરો પ્રીય. ૧૦૫
જાણ્યો હવે પ્રભુ ન શક્યો જાય, કીઆતે પાખે દાખી શકાય;
ઇચ્છારામ આપો પે આપ અલજ, ગોવિંદ તુંહારી તું જાણે ગુજ. ૧૦૬
આપો પેહુતા આતમ આપ, વીસંભર ભુત સર્વ વીઆપ,
સર્વક સુંજાગ્રહે બેઠો છાય,. મનુષ્ય દેવંગના સબમાય. ૧૦૭
ઈંડજ સ્વદજ જરા ઉદભીજ, માધવ તુંહી સરવ ભુલાવે મુજ;
કથીતુંજકાંતી ક્રીડા તુજ કામ, રમાડમાં પગલું લાધ્યુ હવે રામ.૧૦૮
વિધેવિધે સર્વમાં દીઠો વિભુત, ધુતાઇ તું છોડ હવે મમધુત;
શશી સુરજ તુંહીંજ તે શબ્દ, મરદો મરદ વિશે તું મરદ. ૧૦૯
પાણીતું પ્રભુતું તુંહીંજ પવન. ગ્રજે અને ગાજે તું શબ્દ ગગન.
અન્નતૃણા તુંહીં અણું આણી અભ, પરાગ તું ગામે તું ધામે તું પ્રભ.
રમે તુંહીં રામ જુવે ધર રંગ, તુંહીજ સમુદ્ર તુંહીંજ તુરંગ;
મકોડી એ કીટ પતંગ મરાળ, ભોયંગ તુંહીંજ ભુપાળ. ૧૧૧
પદારથ તુંજ લાધ્યોહવે પ્રભ, જેમ સુત્ર એકે વેજાવણ સબ;
પુરાણ તું પાણી તું પવન પત, જગતપતિ તુંહીં સર્વજગત. ૧૧૨
અન્યો અન્યમાંહીં તુંહારોજ અંશ, હવે મમવાહ છતોથયો હંસ;
લીઓહવે પ્રભુપડતો લાય, મોરારી તું પ્રત્યક્ષ બાહેર માંય. ૧૧૩
જોયો મેં રામ વિચારીને જેમ, તુને ઘટભીતર દીઠો તેમ.
ગળે ગોગ્રવ છુટી ભ્રમગંઠ, કરી હરીવાત લાગ્યા વૈકુંઠ. ૧૧૪

ત્રણું દેવે મુજથી ન આડુ તુંજ, મુખોમુખ સેવ કરાવે મુજ;
એકજ હુવા પ્રભુ અમતમહમ, પ્રપોટા અંબ તણો પરીબ્રહ્મ. ૧૧૫
એવો વિશંભરે સેવક એક, ઓળખ્યો અંતર એક અનેક;
થયો જે એક જુઓ કેમ થાય, મળપોકાર પાણિ પાણિનીમાંય.૧૧૬
રાઘવ અસાણો આતમારામ, સમાણો તુજ માંહીં ઘનશામ,
શ્રીપતિ સર્વમાં શામ સરીર, ગદાધર ગોવિંદ જ્ઞાન ગંભીર. ૧૧૭
પ્રગટ તું પ્રાણ ભીતર તું પ્રાણ, આયુષ્ય દીએ તુંહીં આપેજઆણ;
કહો તો શામ કરૂં હું કામ, રૂદયામાં બેઠો તું આતમારામ. ૧૮૮
તું સમીપે મુજ હવે સુખશાંત, સર્વેમાં સાચકરી સાચીવાત;
નજીક તું લાધ્યો હવે મોરાનાથ, હે શામદેવ ન મુકુ તોરો સાથ. ૧૧૯
સેવક પીયપે તેજ સમોહ વિષ્ણુ તુંથી રખે થાય વસોહ;
વદે એમ ઈશ્વર સર્વે વીઆપ, જેવા જન થાય અજંપા જાપ.૧૨૦
અજંપા તુજ તણા છે ઇશ, અજંપા તોરા સર્વ આધીશ;
ગ્રહે ગ્રહે ભીતર બેઠો ગુજ, પુજારા પાંચ ચઢાવે પુંજ. ૧૨૧
જાણે તોરી તુંજ નજાણે જાણ, વિષ્ણુ તુહારાં લક્ષ્ય વખાણ;
વિષ્ણુ તુહારાં લક્ષ્ય વખાણે, દીઠો તોયતુજને નજાણે જાણે. ૧૨૨
દીઠો તોય તુજને ન જાણો દેવ, અનંત તુહારા કોટી અવેવ;
તુજકો લહે નહીં પાર ખલખ, નવખંડ માંહી દેખાડીયો નખ. ૧૨૩
મુકુંદ લહે ન તુહારો મરમ, અણું માહી દાખવે કોટી આલમ;
ભણી હે તાત મારી મેંમત, ગોવિદ ન જાણું તુંહારી ગત. ૧૨૪
ન જાણે તોરો કો પાર નરેશ, આદેશ આદેશ આદેશ આદેશ;
માગ્યો તુંને સરવ દીનો તેં મુંજ, તુંહારી તાત માગું કેને હુંજ.૧૨૫
વદે એમ ઈશ્વર વારંમવાર. પ્રભુજી હવે ઉતારો ભવપાર.
આદય પુરૂષ તુંહીજ ઉચાર કીયો મુજ જીવ તણોજ ઊધ્ધાર. ૧૨૬

**સમાપ્ત.**

# જાહેર ખબર.

હું નીચે સહી કરનાર સર્વ સદગ્રહસ્થો તથા બુકસેલરોને નમ્રતા પુર્વક અરજ કરૂછુકે આ બુક તેમજ ઉરદુ, અરબ્બી, ફારશી, સંસ્કૃત, હીંદુસ્તાની, મરાઠી, અંગ્રેજી તથા દીપોની તથા અંગ્રેજી ગુજરાતી કાપીબુક તેમજ વારતાઓ નાટકો વીગરે જોઇતી બુક ઘણેજ કીફાએત ભાવે આપવામાં આવશે. તેમજ નીચે લખેલી બુકો હમારી તરફથી છપાઈ બહાર પડી છે તેમાં ઘણુજ સારૂ કમીશન આપવામાં આવશે.

| | |
|---|---|
| કાઠીયાવાડની ભુગોળ ... ... ... | ૦—૧—૬ |
| મુંબાઇ ઇલાકાની ભુગોળ ... ... | ૦—૧—૬ |
| હીંદુસ્તાનની ભુગોળ ... ... ... | ૦—૨—૦ |
| ગુજરાતના ઇતીહાસનો સંક્ષીપ્ત સાર.. | ૦—૧—૦ |
| વીજળી વીલાપ ગાયન ... ... | ૦—૧—૦ |
| પૃથુરાજ રાઠોડ નાટક... ... ... | ૦—૩—૦ |
| રાશલીલા નાટક ... ... ... | ૦—૧—૦ |
| મોતીશાને ડાહીવહુનો ફારશ... ... | ૦—૧—૬ |
| શ્રીકૃષ્ણ વીલાશ ગાયન ... ... | ૦—૨—૦ |
| શવાઈ ઠગનો રમુજી ફારશ... ... | ૦—૧—૩ |
| ચાલાક સકરબાનો રમુજી ફારશ ... | ૦—૧—૦ |
| સજ્જનતા મેળવવાના સાધન ... | ૦—૧—૦ |
| પ્રભાતીયા વીગરે કવિતા ... ... | ૦—૧—૦ |
| રામરક્ષા શટીક... ... ... ... | ૦—૪—૦ |
| નારાયન કવચ શટીક... ... ... | ૦—૦—૦ |
| મહીમ્ન સ્તોત્ર સટીક... ... ... | ૦—૨—૦ |
| પૃથુરાજ ચોહાન નાટક છપાય છે... | ૦—૬—૦ |

| | |
|---|---|
| સદેવંત સાવળીંગા ગાયનરૂપી નાટક | ૦—૧—૬ |
| હરી રસ. ... ... ... ... | ૦—૨—૦ |
| નરશીમેહેતાના દીકરાના વીવા ... | ૦—૩—૦ |
| રા'ખેંગાર રાણકદેવી તથા સીધરાજ જેય. સીંહનાટક છપાય છે. ... | ૦—૫—૦ |
| હરીપ્રસાદ વીરહ ... ... ... | ૦—૧—૦ |

ઉપર લખેલી બુકો નીચે લખેલે ઠેકાણેથી પણ મળશે. ઘોઘાને દરવાજે બુકસેલર મગનલાલ જેચંદ પાસેથી.

---

## જાહેર ખબર.

આ બુક ભાવનગરમાં પ્રસીદ્ધ કર્તા પાસેથી તથા નીચે લખેલા ઠેકાણેથી મળશે.

મુંબાઇ. જમનાદાસ ભગવાનદાસની કું. પાસેથી.

,, ઠકર વશનજી પ્રમાનંદ ચાહેવાળા પાસેથી.

,, હીંમતરામ જીવતરામને ત્યાંથી.

સીહોર. નંદબા ત્રીભોવન તથા અબદુલા કાશમને ત્યાંથી.

અમદાવાદ. માહાદેવ રામચંદ્ર બુકશેલરને ત્યાંથી.

તલાજા. મેહેતા શામજી ગાંડાને ત્યાંથી.

પાલીટાણા. શા. જેઠા મોતીને ત્યાંથી.

જેતપોર. મેમણ. તૈયબ અબુ બુકશેલરને ત્યાંથી.

જુનાગઢ. ગોવીંદજી નાનજી બુકસેલરને ત્યાંથી.

અમરેલી. જોસી. કામેશ્વર ઓધવજી પાસેથી.

એ સીવાય બીજાને ત્યાં બુકશેલરો પાસેથી મળશે. તથા ઘોઘાના દરવાજે મોદી મગનલાલ જેચંદ પાસેથી.

અબદુલહુસેન આદમજી—બુકસેલર ભાવનગર.